॥ श्री हिन्दु समाजो विजयते तराम् ॥

# સંસારયાત્રા:

ત્ર્યંકી નુતન ગુર્જર દૃશ્ય નાટ્ય કૃતિ;


રચયિતા, દિશાસૂચયિતા, પ્રકટ કર્તા:

**કવિ રત્નલાલ માણેકલાલ દ્વિવેદી, ઉમરેઠવાળા.**

જ્ઞાનસવાળી ખડકી, ભાઉની પોળ; રાયપુર ચકલા **અમદાવાદ.**




**સંક્ષિપ્ત સાર દર્શન અને પદ્ય સંગીત પ્રદર્શન.**

રંગભૂમિપર પ્રયોગરૂપે દર્શાવનાર:

**ધી કમ્પાઉન્ડર્સ ડ્રામેટિક આર્ટ સોસાયટી,**

શાન્તિભુવન થિયેટર, બ્રહ્મચારીની વાડી; ઘીકાંટા—અમદાવાદ.

**ડાયરેક્ટર:**

**માસ્તર મનસુખરામ આશારામ નાયક.**


મુદ્રક: પુરૂષોતમદાસ શંકરદાસ પટેલ:
'ધી ઉત્કૃષ્ટ મુદ્રણાલય'; રીચીરોડ પુલ પાસે; અમદાવાદ.

**પ્રથમાવૃત્તિ;** પ્રત સંખ્યાંક ૨૦૦૦: તા. ૨૬—૧૦—૨૭

**મૂલ્ય રૂ. ૦—૪—૦**

આ " સંસારયાત્રા; અથવા: હિન્દુસમાજ " નાટક વિષે ગુજરાતી રંગભૂમિના સુવિખ્યાત ડાયરેકટર શ્રીમાન **મૂલચંદદાસ વલ્લભરામ નાયક ઉર્ફે મૂલચંદમામાનો**

## અભિપ્રાય.

" રા. રા. કવિરાજ મહાશય રત્નલાલ માણેકલાલ દ્વિવેદી ઊમરેઠવાળાએ ગાયન ભાષણ સાથે રચી તૈયાર કરેલા " **સંસારયાત્રા; અથવા: હિન્દુસમાજ** " નામક ત્રણ અંકી દશ્ય નાટક વાંચી જોતાં મને આ તરૂણ કવિની કવિત્વશક્તિ માટે સન્તોષ અને આનન્દ થાય છે. આ નુતન રૂપકમાં ગદ્યવિભાગની ભાષાશૈલિ સંસ્કારી હોવા છતાં પણ પ્રેક્ષકસમૂહને રૂચિકર છે. અને આ નવીન નાટકના પદ્યવિભાગની ભાષાપ્રણાલિ શિષ્ટ હોવા છતાં પણ વસ્તુસંકલનાને અનુસરીને કાવ્યો રચાયેલાં હોવાથી શ્રોતાવર્ગને પ્રિયકર છે. આ નવલ નાટ્યકૃતિનો પ્રહસનવિભાગ બિભત્સશૃંગારરસ મિશ્રણ વિનાના મર્યાદિત હાસ્યરસવાળો હોઈ કુતૂહલકારક અને બોધદાયક છે. એકન્દર રીતે જોતાં આ નવું નાટક શિક્ષિતસંઘ-વિદ્વાનવર્ગ અને અશિક્ષિતગણ-સામાન્યજનોની દિલરૂચિને લક્ષમાં લઇને યોજાયેલું હોઇ સફલતા સંપાદન કરી શકયું છે. આ નવયુવાન કવિને કોઇ સારી રંગભૂમિપર સ્થાન પ્રાપ્ત થાય તો નાટ્યાલેખનમાં આ આશાભર્યા લેખકની લેખનશક્તિ અદ્‌ભૂતરીતે ખીલી નીકળી ગુજરાતી રંગભૂમિને આ ઉત્સાહી કવિની લેખિનીથી અવનવાં નાટકો મળે એવું મારૂં માનવું છે. મારા વિદ્વાન મિત્ર કવીશ્વર નારાયણ વિસનજી ઠક્કુરના આ નવાં નાટક વિષેના અભિપ્રાય સાથે હું મળતો થાઉં છું; અને પ્રસ્તાવનાલેખક વડોદરા રાજ્યના માજી લોકપ્રિય નાયબ સુબા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ સાક્ષર કવીશ્વર શ્રીમાન રંગનાથ શંભુનાથ બારેખાન બી. એ. ની આ નાટ્યપ્રયોગ વિષેની પ્રસ્તાવનાને હું અક્ષરસહ સન્મત થાઉં છું;

ન્દન આપી વિરમું છું.

**અમદાવાદ** તા. ૨૨-૧૦-૧૯૨૭ **મૂલચન્દદાસ વલ્લભરામ નાયક.** "

આ "**સંસારયાત્રા; અથવા: હિન્દુસમાજ**" નાટક વિષે
જૂનાગઢ રાજ્ય તથા ભાવનગર સંસ્થાનના માજી વિદ્યાધિકારી
**શ્રીમાન સાક્ષરકવિ કૌશિકરામ વિઘ્નહરરામ મ્હેતા બી. એ. નો**

## અભિપ્રાય.

"**સંસારયાત્રા; અથવા: હિન્દુસમાજ**" એ નાટયકૃતિને અંગે જાણીતા દશ્ય નાટયલેખક કવિશ્રી રત્નલાલ માણેકલાલ દ્વિવેદીએ રચેલાં કાવ્યો વાંચી હું બહુ પ્રસન્ન થયો છું. રસ અને અલંકારનો સંનિવેશ એ કાવ્યોમાં યોગ્ય રીતે થયો છે એમ મને જણાયું છે; અને વિવિધ શિષ્ટ રાગ--રાગણીઓમાં એ પદ્યો ગવાય છે તેથી તેમની આકર્ષકતામાં વધારો થાય એ સ્પષ્ટજ છે. જેમ આ નાટકનો પદ્ય વિભાગ પ્રાસાદિક અને હૃદયસ્પર્શી થયો છે; તેમજ આ ખેલનો ગદ્ય-વિભાગ પણ ભાવનામય લેખિનીથી આલેખાયેલો હોવાથી ઝમકદાર અને મનમોહક બન્યો છે. આ રૂપકમાં હિન્દુસમાજનો વર્તમાન ચિતાર દર્શાવતાં રચયિતાએ પાત્રાલેખન કરતાં ઔચિત્ય બુદ્ધિનો સારો ઉપ-યોગ કર્યો છે. એકન્દર રીતે જોતાં શિષ્ટભાષામાં સભ્ય પ્રણાલિકાયે સંસ્કારી આદર્શથી આ નાટક રચી તૈયાર કરી ગુજરાતી રંગભૂમિપર પ્રયોગરૂપે દર્શાવવા માટે લેખક ધન્યવાદ તથા સત્કારને પાત્ર ઠરે છે. સુશિક્ષિત અને અશિક્ષિત ઉભય પ્રેક્ષકોને પ્રિય બોધદાયક અને માર્ગ-દર્શક થઇ પડે એવું સુન્દર નાટક રચવા માટે મારૂં કવિશ્રી રત્નલાલ-ભાઇને અન્તરનું અભિનન્દન છે.

**અમદાવાદ** તા. ૨૧-૧૦-૧૯૨૭ **કૌશિકરામ વિઘ્નહરરામ મ્હેતા.**

આ " **સંસારયાત્રા: અથવા: હિન્દુસમાજ** " નાટકવિષે ઉર્દૂ રંગભૂમિના વિખ્યાત ડાયરેકટર અને નાટકકાર **શ્રીયુત**

**વલ્લભરામ કેશવલાલ નાયકનો**

# અભિપ્રાય.

" પ્રજાપ્રિય કવીશ્વર રત્નલાલ માણેકલાલ દ્વિવેદી વિરચિત " **સંસારયાત્રા: અથવા: હિન્દુસમાજ** " શિર્ષક નવીન નાટ્યકૃતિ નિરખતાં આ અવનવી રૂપકકૃતિનો ગદ્યવિભાગ રસકલાવિલાસી અને પદ્યવિભાગ સાહિત્યસંગીતવિહારી રચાયેલો દેખાય છે, આ નવલ નાટકની વસ્તુસંકલનાની ફૂલગુંથણી શાસ્ત્રીય સંગીત–શિષ્ટ રાગરાગણીવાળી પેખાય છે; આ નુતન દશ્ય રૂપકનું પાત્રાલેખન ઔચિત્યબુદ્ધિમાન જણાય છે. અને આ નવા પ્રયોગના આશય સંસ્કારી શ્રેણિના તેમજ હેતુ સુશિક્ષિત કોટિના દૃષ્ટિગોચર થાય છે. આ નાટકનો પ્રહસનવિભાગ પણ આલ્હાદક અને સદ્બોધક ભાસે છે. એકન્દર રીતે નિહાળતાં આ નાટ્યકૃતિ બિભત્સ ઉચ્છૃંખલ વિકારોત્પાદક શૃંગારરસ પીરસણથી મુક્ત હોઇ હિન્દુસમાજના પુનરોદ્ધારની શ્રેષ્ટકોટિની ભાવનાની રેલમછેલ કરતી તથા હિન્દુસંસારના જીર્ણોદ્ધારના ઉચ્ચ આશયના સંસ્કારી સભ્ય ભાષામાં ફુવારા ઉરાડતી હોઇ હિન્દુજાતિની સંસારયાત્રા નિષ્ફળ જતી અટકાવી સફળ કેમ બનાવવી તેના નીતિમય માર્ગ દર્શાવનારી છે. આવું શિષ્ટકોટિનું નાટક રચી તૈયાર કરી ગુજરાતી રંગભૂમિપર પ્રયોગરૂપે દર્શાવવા માટે કવિશ્રી રત્નલાલજીને અમારાં અન્ત:કરણપૂર્વકનાં અભિનન્દન છે.

દક્ષિણ હૈદ્રાબાદ,
શનિવાર:
તા. ૧૫–૧૦–૧૯૨૭.

લી. તમારો:
સ્નેહાધીન શુભેચ્છક:
**વલ્લભ કેશવ નાયક.**

આ "**સંસારયાત્રા; અથવાઃ હિન્દુસમાજ**" નાટકવિષે ઈડર રાજ્યના માજી મૅજિસ્ટ્રેટ અને પોલિસ કમિશ્નર **શીઘ્ર સાક્ષર**

## કવીશ્વર શ્રીમાન નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીનો

## અભિપ્રાય.

" લોકપ્રિય કવિરત્ન શ્રી રત્નલાલ માણેકલાલ દ્વિવેદી વિરચિત "**સંસારયાત્રા; અથવાઃ હિન્દુસમાજ**"નો ખેલ તથા ઑપેરા વાંચી જોતાં તેની ભાષા સંસ્કારી તથા જોરદાર જણાય છે. તેમાં જે વિચારો જણાવ્યા છે. તે હિન્દુધર્મશાસ્ત્ર તરફ઼ ઢળતા દેખાય છે; તેજ દિશામાં પ્રજાને આસ્તે આસ્તે દોરવાનો હેતુ નાટકના રચયિતાનો છે. રૂપકની વસ્તુસંકલના અતિ ભેદ ભરેલી નથી, તેમજ બહુ ખુલ્લી પણ નથી; તેથી સામાન્ય જનસમાજને વસ્તુગ્રહણ સરલતાથી થઇ શકે તેમ છે. આમ હોવાથી દરેક લેખકનું લક્ષ્યબિન્દુ જે ઉપદેશ અને આનન્દ આપવાનું હોય છે તે આ નાટ્યકાર પ્રશંસાપાત્ર રીત્યે જાળવી શક્યા છે. સંગીતશાસ્ત્રાનુસાર રાગરાગણી આ દૃશ્ય નાટકમાં છે, તેમજ રોચક નાટકી રાગ પણ રાખ્યા છે; તેથી સંગીતનિપુણ તેમજ સામાન્ય શ્રોતાઓના મનને આનન્દ આપે એવી રચના થઇ છે. પાત્રોની પ્રકૃતિ આલેખવામાં કર્ત્તાયે માનવ પ્રકૃતિનો ઉત્તમ અભ્યાસ પ્રદર્શિત કર્યો છે. આ સર્વ ગુણો ઉપરાંત હાલ વહનમાં તણાતી હિન્દુપ્રજાને નિર્ભય કિનારે ખેંચી આણવાનો તેમજ હિન્દુ-સમાજની સંસારયાત્રા સફળ કરાવવાનો ઉદ્દેશ પ્રણેતાનો સર્વથી ઉપર તરી આવતો જણાય છે. નાટયકર્ત્તા આથી પોતાની શકિતને અધિક ઉન્નત બનાવવાની સાથે પ્રજાને અધિક ઉન્નતિપર આણવાનો પોતાનો વાગ્યજ્ઞ કરતા દીર્ઘાયુઃ ભોગવો એવી શુભેચ્છાથી આ લેખ સમાપ્ત કરૂં છું.

**અમદાવાદ તા. ૨૨-૧૦-૨૭ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી**

આ "**સંસારયાત્રા; અથવા: હિન્દુસમાજ**" નાટક વિષે
અજીત ગુર્જર નવલકથાકાર સાક્ષરકવિ સુપ્રસિદ્ધ નાટ્યકાર

## શ્રીમાન ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજનો
## અભિપ્રાય.

"કવિરાજ રત્નલાલ માણેકલાલ દ્વિવેદી ઉમરેઠવાળા તરફથી રચાઈ તૈયાર થઇ પ્રસિદ્ધિમાં મુકાયેલું "**સંસારયાત્રા; અથવા: હિન્દુસમાજ**" નામક નવલ દશ્ય નાટકની વસ્તુસંકલના ચિત્તાકર્ષક છે, ગદ્યપદ્યની શૈલી મનમોહક છે; અને શિષ્ટ તેમજ અશિષ્ટ પ્રેક્ષકોને રૂચિકર તથા પ્રિયકર છે. આ નુતન રૂપકકૃતિમાં વીસમી સદીના હિન્દુસમાજનો તાદશ્ય ચિતાર આપ્યો છે; અને સ્નેહ પણ શ્રેષ્ટ શ્રેણિનો રાખ્યો છે; અધમ ગિલીચ કોટિનો પ્રેમ યોજ્યો નથી. અર્થાત્ પ્રણય (Love) ને દિવ્ય કક્ષામાંથી પશુદશામાં લઇ જઇ (Lust) અધમ વૃત્તિવાળો બિભત્સ શૃંગારિક ઉછ્ખલ દશ્ક બનાવી જનસમાજની વિષયવાસના તથા પાશવીલાલસાને પોષી નથી તે ધન્યવાદનું કારણ છે.

આ નાટકનો સંગીતવિભાગ જોતાં રસ અલંકારની યોજના સારી દેખાય છે; તેમજ પાત્રાલેખન પણ પાઠઔચિત્યપૂર્ણ હોઇ યથાયોગ્ય પેખાય છે. એકંદરે આ નુતન રૂપકકૃતિ રસિક અને બોધપ્રદ તેમજ ભાવવાહી જણાય છે: અને ગાયનોમાં શાસ્ત્રીયસંગીતના રાગ-રાગણીના છાયાચિત્રનું દર્શન કરાવ્યું છે એ આ નાટકના કર્તા કવિવર રત્નલાલની સાક્ષર કવિ ને ઉત્સાહી યુવાન લેખક તરીકેની શિક્ષિત તથા અશિક્ષિત જનસમાજને પ્રતિતિ કરાવે છે એ સંતોષજનક બીના છે. હું ઇચ્છું છું કે આ નાટકના પ્રણેતાની અનુભવી લોકપ્રિય લેખિનીથી આ નાટક જેવાંજ બીજાં ઉચ્ચ ભાવનામય નાટકો લખાય, આપણી ગુજરાતી રંગભૂમિ એવા ઉત્તમ નાટકોથી સમૃદ્ધ થાય; અને ગુજરાતની હિન્દુપ્રજા ઉન્નતિના પંથે ચઢે. તમોને તમારા આ સફળ પ્રયત્ન માટે હું અંતઃકરણપૂર્વક અભિનન્દન આપું છું.

લી. તમારો:

અમદાવાદ તા, ૧૦-૧૦-૧૯૨૭ **ઠક્કુર નારાયણ વિસનજી.**"

# પ્રાણુ–પરિચય.

—— o ——

**ર**સકલાવિલાસી રાજનગરના સાહિત્યસંગીતવિહારી નાટ્ય પ્રેક્ષકગણ ! પરમકૃપાલુ પરમાત્માની કૃપાદષ્ટિથી અને આપ ગુણગ્રાહી સન્નારીયો તથા સજ્જનોની મ્હારા પ્રત્યેની અહર્નિશની મિટ્ઠી નજરથી ઉત્સાહિત થઇ આજે આ "**હિન્દુ સમાજ અથવા સળગતો સંસાર**" શિર્ષક ત્ર્યંકી નુતર ગુર્જર દસ્ય નાટ્ય રૂપક કૃતિના પ્રયોજયિતા પ્રદર્શયિતા અને પ્રસિદ્ધકર્ત્તા તરીકે ફૂલ નહિં તો ફૂલની પાંખડી સ્વરૂપે ઉપહાર લઇ આપ કદરદાનોની સમિપમાં બની શકતી સેવા કરવાના મંગલ આશયથી હાજર થાઉ છું.

**ના**ટક શોખિન પ્રિય તમાસ્બીન આલમ ! ત્હારા તરફથી મ્હને મ્હારા નાટ્યકાર્યમાં અત્યારસુધી મળતા આવેલા ચાલુ ઉત્તેજનથી પ્રોત્સાહિત થઇ આ નવીન નાટકમાં મેં શાસ્ત્રીયસંગીતનું નવલ અંગ ઉમેર્યું છે: આ રૂપકમાં અનુક્રમે નટ કેદાર, ઉદ્દગારછન્દ, વૃજનૃત્ય, પંઝાબી, હિંડોળ, કાલિંગડો, સોહિણી, હરિગીત, કોરસ, સારંગ, કવાલી, રૂપ કલ્યાણ, પૃથ્વી છન્દ, આશા, વાઘેશ્વરી, માલકોશ, ગઝલ અને ભૈરવી આદિ રાગરાગણીનાં છાયાચિત્રોનું નયન સમક્ષ દર્શન કરાવવાનો યથાશક્તિ યત્ન કર્યો છે; પરન્તુ આ નાટક ભજવી બતાવનારી સંસ્થા ધી કમ્પાઉન્ડર્સ ડ્રામેટિક આર્ટ સોસાયટીના સભ્યોનો વંશપરમ્પરાનો વ્યવસાય નાટ્યકાર્ય નહિં હોવાથી કદાચ કોઇક કોઇક સ્થલે ત્રૂટિયો અને કોક કોક પલે ઉણપો પણ રહી જવા પામી હશે; કારણ કે સર્વ ગુણસમ્પન્ન તો દેવાધિદેવ શ્રીશંકર ભગવાનજ છે; અને

તેથીજ તેઓશ્રીને સકળ દેવોમાં મહાદેવ કહેલા છે, બાકી માણસ માત્ર ભૂલને પાત્ર છે; એ ઉક્તિ લક્ષમાં લઇને સકળ પ્રેક્ષક પ્રેક્ષિકા સમૂહ આ નાટકને ક્ષીરનીર ન્યાયે રાજહંસના સ્વભાવે નેહથી નિ-હાળશે એવી મ્હારી અંતરની અભ્યર્થના છે.

આટલા પ્રાણુ-પરિચયના અન્તમાં હું આ નાટકની પ્રસ્તાવના લખનાર સુપ્રતિષ્ઠીત ગુર્જર વિદ્વાન સાક્ષર કવીશ્વર વડોદરા રાજ્યના પ્રજાપ્રિય માજી નાયબ સુબા શ્રીમાન રંગનાથ શમ્ભુનાથ બારેખાન બી. એ. નો અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું, અને તેની સાથે સાથે મારે ધી કમ્પાઉન્ડર્સ ડ્રામેટિક આર્ટ સોસાયટીના ડ્રેમેટિક સેક્રેટરી રા. રા. ગિરિધરલાલ વ્યાસનો પણ ઉપકાર માનવો જોઇયે, અને ધી અમદાવાદ કેમ્પાઉન્ડર્સ એસોસિયેશનના અધ્યક્ષ તેમજ મારા મિત્ર ડોકટર પોપટલાલભાઇ તથા ભાઇશ્રી દયાશંકર, રસિક-લાલ, મફતલાલ, જીવણલાલ, કૃષ્ણલાલ, જયંતીલાલ, અને શંકરલાલ તેમજ મ્હારા પ્રિય મિત્ર તથા સુજ્ઞ સ્નેહી ડાયરેકટરઃ માસ્તર મનસુખરામ આશારામ નાયકનો પણ મારે સાચા દિલે આભાર માનવો જોઇયે; આ સર્વ બંધુઓનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માની યત્ન શ્રમ કર્મ કરવાં એ મારૂં ધર્મ કર્ત્તવ્ય જાણી યશકીર્ત્તિ અને વિજય લક્ષ્મી અર્પવાનું ઇશ્વરને આધીન સ્વીકારી વિરમું છું; ઇતિશિવમ્.

ફાનસવાળી ખડકી, ભાઉનીપોળ;<br>રાયપુર ચકલા **અમદાવાદ.**<br>સંવત ૧૯૮૩ ના આશોસુદી<br>૧ ને સોમવાર તા. ૨૬-૯-૧૯૨૭

વિજ્ઞાપકઃ ગૂર્જરગિરાનો નમ્ર સેવક<br>અને ગૂર્જર પ્રજાનો અદનાભક્ત<br>**રત્નલાલ માણેકલાલ દ્વિવેદી;**<br>**ઉમરેઠવાળા.**



# પ્રસ્તાવના.

જે નાટક નવલકથા કે કાવ્યને માટે પ્રસ્તાવના લખવાની હોય તે નાટક નવલકથા કે કાવ્યના લેખક સિવાય બીજાએ પ્રસ્તાવના લખવી એ પણ એક પાશ્ચાત્ય સુધારાની પદ્ધતીજ છે. વાસ્તવમાં તો રંગભૂમિપર ભજવી બતાવવાનાં દશ્ય નાટકો માટે પ્રસ્તાવનાની જરૂર પણ દેખાતી નથી; પરંતુ આ "હિન્દુ સમાજ અથવા સળગતો સંસાર" નાટકના પ્રયોજયિતા પ્રદર્શયિતા અને પ્રસિદ્ધકર્ત્તા કવિ રત્નલાલ માણેકલાલ દ્વિવેદી ઊમરેઠવાળા સાક્ષર કવિ ને ઉત્સાહી યુવાન લેખકની કલમને માન આપવાને પ્રસ્તાવનાની જરૂર જણાય છે.

આ નાટકની વસ્તુસંકલના આકર્ષક છે, ગદ્યપદ્યની શૈલી મોહક છે, અને ભાષા રૂચિકર છે, આ રૂપકમાં ચાલુ જમાનાનો ચિતાર યથાર્થ રીતે બતાવ્યો છે; અને પ્રેમ પણ ઉચ્ચપદે રાખ્યો છે; અધમ ગીલીચ યોજ્યો નથી. વિશેષ સંતોષકારક બીના તો એ છે કે લેખકના આશય તથા હેતુ ઘણા ઉંચા છે.

આજ સુધીના અનુભવમાં બંગાળા તથા મહારાષ્ટ્રનાં નાટકોમાં જે ઉચ્ચભાવો તથા અભિનયો શિષ્ટ શ્રેણીના લેખકોની લેખિનીથી રચાયેલાં નાટકોમાં જોવામાં આવે છે તેવું ગુજરાતમાં ગુજરાતી રંગભૂમિપર નહિં જોવાથી બહુ અસંતોષ થતો હતો; પરંતુ આ કવિની કલમ જોતાં ગુજરાતની અને ગુજરાતી રંગભૂમિની તે ખોટ પૂરી પડેલી દેખાય છે. નાટક કંપનીઓના માલિકો તેમજ અણસમજુ પ્રેક્ષકવર્ગની હલકા પ્રકારની અર્થાત બિભત્સ શૃંગારરસ પીરસણની ભાવનાને તાબે નહિ થતાં સ્વતંત્રપણે ઘણે ભાગે સ્વત્વનું અર્પણ કરવાના જોખમે પણ શ્રેષ્ટ કોટિની ભાવનાઓ અને સંસ્કારી સભ્ય ભાષાએ

બન્ને સંભાળીને લખી શિક્ષિત અને અશિક્ષિત સર્વ પ્રકારના પ્રેક્ષકોને રૂચિકર થઇ પડે એવી રીતે લેખકે આ નાટક રચ્યું છે, તે જોઇને અમને અનહદ આનન્દ થાય છે. હાલમાં કેટલીક નવલકથાઓ તથા નાટકોમાં પ્રેમ ( Love ) ને દિવ્ય કોટિમાંથી પશુ કોટિમાં લઇ જઈ (Lust) અધમ વૃત્તિવાળો બનાવી જનસમાજની પશુવૃત્તિને પોષણ આપીને પોતાનો સ્વાર્થ સાધવાનુ અસભ્ય લખાણ થાય છે તેની સાથે મુકાબલો કરતાં આ નાટક ઘણીજ ઉંચી પંકિતનું અને હરેક પ્રકારના પંડિત વર્ગને પસન્દ પડે એવું આદર્શનીય છે.

નિડરપણે પોતાના દોષ જોઇ સુધારવા શુદ્ધ અંતઃકરણથી પ્રયાસ કરવો એ માણસ માત્રનું કર્ત્તવ્ય છે. કઈ પ્રજામાં સુધારા માટે અવકાશ નથી ? હિન્દુસ્થાન અને ખાસ કરીને હિંદુઓની કાંઇક અધોગતિ વિશેષ દેખાય તેનું કારણ કે એ સૃષ્ટિમાં સૌથી પ્રાચીન વૃદ્ધ હયાત પ્રજા છે. હિન્દુ જાતિનાં વર્ણાશ્રમરૂપી અંગોપાંગ શિથિલ થવાથી હિન્દુ સમાજના અવયવ પણ થરે થર શિથિલ થયા છે, પરંતુ ધર્મની ઉચ્ચ ભાવના નષ્ટ થઇ નથી; એટલે પુનરૂદ્ધાર સહજ સાધ્ય છે. કારણ કે ધર્મ સિવાય ઉદ્ધાર થાય નહિં, લેખકે આ રહસ્ય બરાબર સમજીને હિન્દુ સંસારની સ્થિતિ તથા ઉપાય ઉત્તમ બતાવ્યા છે; કેમકે પતિત ઉદ્ધારક સમાજનું બંધારણ તથા હેતુ જોતાં લેખકનો આ પ્રયત્ન ઘણોજ સ્તુત્ય છે. લેખકે ચિતરેલી પદ્ધતિ પ્રમાણે સ્વયંસેવકો જો નીકળી પડે અને સ્વધર્મ—એટલે કે વિધાનનો સાર્વભૌમ પ્રેમ—ની ભાવના—વર્ણાશ્રમનાં તત્ત્વ આધુનીક સંજોગોને અનુકુળ કરીને—પ્રેમી ભાષામાં પ્રેમપૂર્વક ઉદ્દીપન કરવામાં આવશે તો જરૂર હિન્દુઓનું હિન્દુનું તેમજ અખિલ વિશ્વનું કલ્યાણ થશે એમાં સંશય

નથી. પ્રેમથી પ્રેમ મળશે, દ્વેષથી નહિ એ સૂત્ર લેખક ઠીક સમજ્યા લાગે છે.

આ નાટકનાં ગાયનો વગેરે જોતાં રસઅલંકારની યોજના સારી દેખાય છે, લેખક પોતાના કાર્યમાં અનુભવી જણાય છે; તેમજ બીજાના મતને પણ વિવેકથી માન આપે છે એ એમની ઉદારતા પેખાય છે. હાલના સંજોગોમાં આ નાટકના ધોરણે અન્દર અન્દર મળીને સમાજ સુધારણા–ધર્મનું તત્ત્વ સ્વીકારીને–થશે તો આર્યો અને આર્યાવર્ત્તનો ઉદ્ધાર સત્વર થશે. પ્રસ્તાવના પણ પુસ્તકના કદના પ્રમાણમાં જોઇએ એટલે વધુ લખવાનો અવકાશ નથી. તેમ જરૂર પણ નથી.

એકન્દરે આ રસિક અને બોધપ્રદ નાટકને તથા લેખકની ભવિષ્યની જીંદગીને તથા કાર્યને અમે સર્વથા વિજય ઇચ્છીએ છીએ; તેમજ ગુણગ્રાહી જનસમાજ તરફથી લેખકની તથા આ નાટકની સારી કદર થશે એમ પણ અમે આશા રાખીએ છીએ. લેખક ભવિષ્યનાં નાટકોમાં જરૂર વળી વિશેષ વિજય મેળવશે અને ઉદ્ધારનું કાર્ય સરળ કરશે એવી અમારી ઉમેદ છે.

અમદાવાદ.
તા. ૨૨–૯–૧૯૨૭
સંવત ૧૯૮૩ ના ભાદરવા
વીદી ૧૨ ને ગુરૂવાર

**રંગનાથ શંભુનાથ ઘારેખાન.**
બી. એ. વડોદરા રાજ્યના
માજી નાયબ સુબા.

# પાત્રોની નામાવલિ.

## પુરૂષ પાત્ર પ્રદર્શન.

---

**રમેશચન્દ્રઃ**—હિન્દુ જનસમાજનો નમ્ર સ્વયંસેવક; ઠાકોર શ્યામસુન્દરના દિવાન નવનિતરાયની લોક સેવિકા પુત્રિ કુમારી સરોજનું ભૂમિભક્ત પ્રેમપાત્ર; અન્તે રમેશ–સરોજનું આદર્શ દમ્પતિ યુગલ !

**શ્યામસુન્દરઃ**—મદનપુરનો વૈભવવિલાસી વ્યભિચારી દરબાર, વિશ્વવધુ વારાંગના ચારૂલતાનો આશક; અને હિન્દુ સમાજને અધોગતિને માર્ગે ચઢાવનાર જુલ્મી જાગીરદાર.

**નવનીતરાય.**—સરદાર શ્યામસુન્દરનો મધ્યમ અવસ્થાનો પ્રમાણિક પ્રધાન, કુમારી સરોજનો હિન્દુ સમાજહિતૈષી પિતા; અને રમાદેવીનો હૃદયેશ્વર.

**લહેરીલાલઃ**—બી. એ. એલ, એલ. બી. બેરિસ્ટર ઍટ લૉ;–માનમર્ત્તબા અને ઓદ્ધા દરજ્જાનો ભૂખ્યો ફાંકેબાજ મુત્સદ્દી.

**રામલોઃ**—જમીનદાર શ્યામસુન્દરનો નિમકહલાલ નોકર; અને નવનીતરાયનો દિલોજાન દોસ્ત!

**રેસિડૅન્ટઃ**—નેક નામદાર બ્રિટીશ સરકાર બહાદૂરના મદનપૂર સંસ્થાન ખાતેના ધર્મધુરન્ધર ન્યાયનિષ્ણાત નીતિનિપૂણ પ્રતિનિધિ.

**ફેરશુરામઃ**—વર્ણાન્તર લગ્નનો હિમાયતી, અને જાત્યાન્તર વિવાહનો પક્ષપાતી સ્વચ્છન્દી હિન્દુ–બ્રાહ્મણ યુવાન; કંજૂસના કાકા

દારાશા દારૂવાલાની સુધરેલી દિકરી મિસ ફલકના પ્રેમનો ઉમેદવાર અને સીવીલ મેરેજથી થયેલો ખાવિન્દ !

**ઉપરાન્ત:**--પડાણો પોલિસો સ્વયંસેવકો જ્ઞાતિપટેલિયાઓ અને નાગરિકો ઈત્યાદિ ઇત્યાદિ.

**દારાશા:**—મિસ ફલકનો મખ્ખીચૂસ બાપ; મદનપુરનો દારૂના પીઠાનો ઇજારદાર; અને પૈસાનો પૂજારી !

---

## નારીપાત્ર નિદર્શન.

---

**સરોજ:**—રાજા શ્યામસુન્દરના સચિવ નવનીતરાયની જનસેવિકા પુત્રીરત્ન, અને પ્રજાનાયક રમેશચન્દ્રની પ્રેમિકા; અન્તે દૈવી પતિની દૈવી પત્નિ; અર્થાત સ્વર્ગીય પ્રેમી દમ્પતિ.

**રમા:**--મંત્રી નવનીતરાયની પ્રિયતમા; હિન્દૂ સમાજના અગ્રેસરોના જોરજુલ્મ ત્રાસસિતમ અને અત્યાચારબલાત્કાર વચ્ચે જીવના જોખમે શીયલનું સંરક્ષણ કરનાર પવિત્ર આર્ય વિધવા.

**ચારૂલત્તા;**-હિન્દુ સમાજના સર્વનાશની પ્રતિજ્ઞા લેનાર મદનપુરની અખંડ સૌભાગ્યવતી વેશ્યા-નાયકા !

**ફલક:**—દારાશા દારૂવાલાની ભણીગણી પોપટ બનેલી દિકરી; અને ફરશુરામ ફડાકિયાની સિવીલ મેરેજથી થયેલી સ્ત્રી ! હિન્દુ પારસી શાદીનું નમુનેદાર જોડકું !

**સિવાય:**--કંચનિયો, નટી, બાલિકાઓ સ્ત્રીઓ વગેરે વગેરે વગેરે.

૧૩૭૭૯

# વકરો વધારવો છે ?

તો

તમારી કોઇ પણ જાતની જાહેર ખબર 'સમાચાર' દૈનીક પત્રના દીપોત્સવી અંકમાં આપો.

૧ 'સમાચાર'નો દીપોત્સવી અંક તમારા ધંધાની વકીલાત કરશે.

૨ લગભગ વીસ હજાર માણસોનાં ઘર ઠોકીને તમારા વેપાર ધંધાને વધારવા માટે 'સમાચાર'નો દીપોત્સવી અંક એકજ સાધન છે.

વધુ માટે લખો યા મળોઃ-

**'સમાચાર' દૈનીક પત્રની**

**ઓફીસ.**

રાયપુર—અમદાવાદ.

### પ્રવેશાનુક્રમે સંક્ષિપ્તસાર

# અંક ૧ લો.

---

#### મંગલાચરણ વસ્તુસૂચન સ્થળ:-ગુર્જર રંગભૂમિ.

## પ્રવેશ પહેલો.

### સ્થળ-ચારૂમહાલનું દિવાનખાનું

વિશ્વવધુ વારાંગના ચારૂલતાને ત્યાં નાચગાનતાનનો જલસો, ઈનામ અકરામ અને પાનસોપારી, જાગીરદાર શ્યામસુંદર વગેરેનું જવું. હિંદુ સમાજ પર ચારૂનો ધીટકાર, પતિતોદ્ધારક મંડળની સ્વયં સેવિકા કુમારી સરોજનો હિંદુ સમાજ માટે પક્ષપાત, હિન્દુ સમાજનો નાશ કરવાની ચારૂની પ્રતિજ્ઞા, પતિતોદ્ધારક મંડળના સ્વયંસેવક રમેશચંદ્રનો પ્રતિકાર અને હિંદુ સમાજના સંરક્ષણ માટે સંકલ્પ.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ:—શ્યામવિલાનો ઓફિસરૂમ.

દિવાન નવનિતરાયનું પોતાની સ્ત્રીની બીમારીને લીધે જમીનદાર પાસે રજા માગવા આવવું. શ્યામસુંદરની તુમાખી, નવનિતરાયે છેવટના ઉપાય તરીકે નોકરી છોડી ચાલ્યા જતાં, તેની પુત્રી સરોજે આવી પોતાની માતા મરણ પથારીએ હોવાની ખબર આપવી. નવનિતરાયે પગાર છોડી ભગ્ન હૃદયે સરોજ સાથે જવું. શ્યામસુંદરનું સરોજના સૌન્દર્યથી મુગ્ધ થવું. સરોજને હાથ કરવા માટે શ્યામસુંદરના તર્કવિતર્ક, વારાંગના ચારૂલતાનું આગમન, શ્યામ અને ચારૂનું

સરોજને સપડાવવા માટે કાવતરૂં અને તે કાવત્રામાં ભાગ નહિ લેવા માટે નોકર રામલાએ સરદાર શ્યામસુંદરના મકાનનો ત્યાગ કરવો. નવનિતરાયનું ખુન કરી સરોજને ઉઠાવી લાવવા માટે પઠાણોને મોકલવા.

## પ્રવેશ ૩ જો.

**સ્થળઃ—નવનિતનિવાસ.**

હિંદુ સમાજના કુરિવાજો માટે પ્રધાન નવનિતરાયનો શોક, અને તેની ગરીબ સ્થીતીનો કરૂણાજનક ચિતાર; નોકર રામલાયે આવી પોતાનો પગાર નવનિતને આપત્તિમાં મદદ તરિકે આપવો. નવનિતનુ દાક્તરને બોલાવવા જવું.

## પ્રવેશ ૪ થો.

**સ્થળઃ-નિર્જન માર્ગ.**

ડૉકટર દારાશા દારૂવાલાને તેડવા જતાં નવનિતરાય ઉપર શ્યામસુંદરના પઠાણોનો હુમલો, નવનિતને પઠાણોએ ઝાડ સાથે તાણી બાંધવો. ઝાડમાંથી સાપનું નિકળવું અને એક પઠાણને કરડવું. બીજા પઠાણે નવનિતપર તુટી પડવા જતાં રમેશચન્દ્રે આવી નવનિતનું રક્ષણ કરવું!

ટેબ્લો !

## પ્રવેશ ૫ મો.

**સ્થળઃ-મદનપુરનો રાજમાર્ગ.**

પૈસાના તાનમાં ગુલતાન થએલા દારાશાનું પ્રવેશવું. પોતાની પુત્રિ ફુલકને વગર પૈસે પરણાવવાનો નિશ્ચય, રસ્તે જતા તાલુકદાર

શ્યામસુંદરને પડાણો નવનિતનું ખૂન કરી, પાછા નહિ આવવા માટે ચિંતા, તેવામાં એક પડાણે આવી નવનિતના ખૂન બદલ શ્યામસુંદર પાસેથી બક્ષિસ મેળવવી; પડાણોની દેખાદેખીથી દારાશાની શ્યામસુંદર પાસેથી પૈસા પડાવવાની તરકીબ; લોભીઆ વસે ત્યાં ધુતારા ભૂખે ના મરે તેનો આબેહુબ ચિતાર !

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળઃ-શ્યામવિલાનું અન્તઃપુર.

વારવનિતા ચાફલતાના મોવાલી દાદાઓ મારફતે હરણ કરાવેલી સચિવસુતા સરોજ ઉપર બળાત્કાર ગુજારવાની સરદાર શ્યામસુંદરની તૈયારી; મદદ માટે સરોજની બુમ, રમેશ તથા (બુદ્ધિવિલાસના વેશમાં રહેલા) નવનિતનું દોડી આવવુંઃ રમેશના હાથે સરોજનુ સંરક્ષણ !

ટેબ્લો !

**અંક ૧ લો સમાપ્ત.**



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ:-પતિતોદ્ધારક આશ્રમ.**

પતિતોદ્ધારક મંડળના સ્વયંસેવકોની સમાજ સુધારણાની પ્રતિજ્ઞા અને ગુજરાત જલ પ્રલય સંકટ નિવારણાર્થે ભિક્ષા માગવા નીકળી પડવાનો નિશ્ચય.

## પ્રવેશ ૨ જો.

**સ્થળઃ-નવનિત નિવાસનુ ઉદ્યાન.**

નવનિતરાયને મરી ગએલો માની ન્યાતીલાઓએ તેની પત્નિ પાસે ઉપરઘીની જમણવારો કરાવવાની માગણી કરવી, રમાની નિર્ધન સ્થિતિનું દિગદર્શન, લાડુભટ્ટ અગ્રેસરોની સ્ત્રીધન માટેની માગણી; અને દબાણ. રમાની સ્ત્રીધન સોંપવાની તૈયારી સરોજ રમેશનું આગમન અને નાણાંભક્ત ન્યાતિલાઓને સ્ત્રીધન નહિ આપી દેવા રમાને સમજાવવી; પડિયાચાટુ પટેલીઆઓની જુલ્મજહાંગીરી અને તોફાનધમસાણ ! ટેબ્લો.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ-મદનપુરનો રસ્તો.**

દોઢિયાદાસ ડોકટર દારાશા દારૂવાળાની દિકરી ફટકેલ ફલકનું પોતાના લગ્ન વિષે વિચાર કરતું આવવું. વર દક્ષિણા સીવાય પારસી કોમમાં પોતાને કોઇ નહિ લેતું હોવાથી તેમજ પોતાના બાપ દારાશા

મખ્ખીચુસ હોવાથી સ્કુલફેન્ડ મી. ફરશુરામ સાથે સિવીલ મેરેજ કરવાનો ફલકનો નિશ્ચય, બાપ બેટી વચ્ચે ચકમક યાને રંગમાં ભંગ; અન્તે નાણાના "**મુદ્દા વિના સૌ ધુળ છે.**"એમ લાગવાથી દારાશા તથા મીસ ફલક વચ્ચે મુત્સદ્દીગિરીભર્યું સમાધાનઃ પિતા કરતાં પુત્રિ સવાઇ; યાને આશકને માશુકની વધાઇ!

## પ્રવેશ ૪ થો.

**સ્થળઃ—પતિતોદ્ધારક આશ્રમ.**

વોટીંગ માટે ઉપહાસ્ય કરતા રામલાનું આવવું ઇલેકશનમાં ઉમેદવાર તરીકે બહાર પડેલા બૅરિસ્ટર લહેરીલાલ લટપટિયાનું મત મેળવવા માટે રમેશચન્દ્રને મળવા આવવું રમેશચન્દ્ર અને લહેરી લાલ વચ્ચે વાદવિવાદ વોટ માટે બાર એટ લો સાહેબની નિરાશા યાને આશાભર્યા આવેલા બારાશાસ્ત્રીના પડેલા ઉંધા પાસા!

## પ્રવેશ ૫ મો.

**સ્થળઃ—આશ્રમનો સભાહોલ**

રમેશચન્દ્ર તથા બુદ્ધિવિલાસ પાસે ડાકોર શ્યામસુન્દરના ત્રાસમાંથી છોડાવવા માટે લોકોની માગણી; રમેશચન્દ્રનું દુઃખીઓને બચાવવા માટે આશ્વાસન અને રેસીડેન્ટ સાથે ગમન.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળઃ—શ્યામસુંદરના મહેલનો ગુપ્ત ભાગ**

દરબાર શ્યામસુંદર તથા ચારૂલતાનો વાર્તાલાપ. દારાશાને પક-

ડીને પઠાણોનુ આવવું. શ્યામસુન્દરની દારાશા પાસે પૈસા પડાવવા માટે માગણી, માગણીનો ઇનકાર અને ગરમાગરમ તકરાર–અન્તે ફુલકનું હરણ !

**ટેબ્લો.**

**અંક ૨ જો સમાપ્ત.**

---

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો,

**સ્થળઃ–મદનપુરનું કૃષ્ણ કારાગૃહ.**

જાગીરદાર શ્યામસુંદરનું જેલખાનામાંથી પહેરેગીરને પુષ્પાંજલિ આપી પલાયન થઇ જવું ?

## પ્રવેશ ૨ જો.

**સ્થળઃ–ચારૂમહાલ.**

નર્તકી ચારૂલતાના મકાને લાગેલી સીલ, મકાન પર ખંભાતી તાળાં પડેલાં હોવાથી ચારૂલતાને ચિત્તભ્રમ, પઠાણોએ છોડાવી આણેલી ફુલકનું શું કરવું તે બાબત ખુલાસો મેળવવા આવવું; ચારૂના મનની અસ્થિરતા; એવામાં રમેશ તથા રેસીડેન્ટનું આવી લાગવું. ચારૂને તથા રમેશે આવી, તેને બોધ આપવો. ચારૂની પતિત માર્ગ છોડવાની પ્રતિજ્ઞા. રેસિડેન્ડનો રમેશના સમજાવ્યાથી ચારૂના મકાન પર લગાવેલી સીલ ઉપાડી લેવાનો હુકમ. અને ફુલક બન્ધન મુક્ત !

# પ્રવેશ ૩ જો.

સ્થળ–સુધારાબાગ.

ફલકની વર્ષગાંઠ નીમીતે પોતાના ફ્રેન્ડોને પાર્ટી, ફલકના ફરસુરામને પાર્ટીમાં ચીજો આણી આપવાને હુકમ, ગભરામણ અને મુજવણ વચ્ચે ફરસુરામના હાથે કપરકાબીનો ખુર્દો, ફલકનો ખસેલો પિતો; ફરસુંરામનું ચસકેલું મગજ; પાર્ટીના મિજબાનોને બીફ પુરૂ પાડવા માટે ફલકનો ફરસુરામને ઓર્ડર, ગૌમાંસને હાથ નહિં અડકાડવાને ફરસુરામની ફલક સામે જબરજસ્ત ઝુમ્બેશ; બળજબરીથી ગૌમાંસ પીરસવાની ફરજ પાડનાર પારસણ માશૂક ફલકનું ધર્મજનુની હિન્દુ આશક ફરસુરામના હાથે ખૂન; ખૂનામરકી કરી પરહેજ બચી જવાને થતા ગુન્હેગારે રફુચક થઇ જવું.

ટેબ્લો.

# પ્રવેશ ૪ થો.

સ્થળ–ચારૂમહાલ.

કયદખાનામાંથી ગચ્છન્તી કરી ગયેલા ઠાકોર સ્યામસુંદરનું ચારૂલતા પાસે રૂપીઆની માગણી કરવા આવવું, ચારૂનો ઇનકાર, બેઉ પક્ષ વચ્ચે ગરમા ગરમ તકરાર, ચારૂને ધમકી આપી સ્યામસુંદરનુ ઉઠા ગણી જવું, બેરિસ્ટર લહેરીલાલને લઇ અબ્દુલ ઉસ્તાદનું આવવું, જાગીરદારનું મોવાલી દાદાઓ સાથે પ્રવેશવું; પાછળ પડેલી છુપી પોલીસે આવી ફોટા ઉપરથી જમીનદારને કેદ કરી લઇ જવો.

## ટેબ્લો.

## પ્રવેશ ૫ મો.

સ્થળ–મદનપુરનું ન્યાયમન્દિર.

દરબાર શ્યામસુંદરનો મુકદ્દમો ચાલતાં અપરાધીયે અપરાધનો કરેલો એકરાર, રમેશચન્દ્રની સહાયથી રેસીડન્ટે તેને માફી બક્ષવી, બુદ્ધિવિલાસનું નવનિતરાય તરીકે જાહેર થવું, સરોજ તથા રમાનો આનંદ, અને રેસીડન્ટના હાથે રમેશચંદ્ર તથા સરોજ કુમારીના લગ્ન આદર્શ હિંદુ સમાજનાં આદર્શ દંપતિનું આનંદ મંગલ!

અંક ૩ જો સમાપ્ત.

---

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# ચેપી રોગોથી

એતો હવે દુઃખી દર્દીયો, વૈદ્યો ડાક્ટરો હકીમો અને વિજ્ઞાનશાસ્ત્રીયો નિશ્ચય ઉપર આવી ચૂક્યા છે કે વાસી ફરસાણ આપનારી, બનાવટી મસાલા વાપરનારી, ભેળસેળ-વાળાં તેલ વાપરનારી, વેજીટેબલ ઘીનો ઉપયોગ કરનારી, ઇમીટેશન મિઠાઇઓ બનાવનારી સેપરેટ દુધને ચોખ્ખા ભેંસ્યોના દુધને બદલે દેનારી અને આખી ચ્હાને બદલે ચ્હાની ધૂળના રગડા વિશ્વાસુ ઘરાકોને પાનારી ગન્ધાતાં કપડાંવાળા નોકરોવાળી, અને માખ્યો બમણતાં ટેબલો કપરકાબી તથા વાણુસો રાખનારી હૉટલો તથા લૉજો ચેપી રોગો ફાટી નિકળવાનાં રાક્ષસી કારખાનાં છે; માટે આવા જીવલેણ ચેપી રોગો પોતાના શરીર પર હુમલો ના કરે તે માટે ભોળા દિલના ગ્રાહકોએ ખાસ સાવધાન રહે-વાની જરૂર છે.

## શ્રી ભાગ્યોદય હિન્દુ

## રીચીરોડ રતનપોળને નાકે

# સાવધાન રહો.

ચેપી રોગો એ માણસની અણમૂલી જીન્દગી ધૂળધાણી કરી નાખનારા ઝાલીમ દૈત્યો છે, આ મૃત્યુને પાસે લાવનાર અસુરો સામે લડાઇ જગાડી માનવંતા ગ્રાહકોની આરોગ્યતા અને શરીરનું સંરક્ષણ કરવાને અમે ઢંઢેરો પીટીયે છીયે. અમારા હૉટેલ-લૉજમાં શુદ્ધ સ્વચ્છ સ્વાદીષ્ટ વાનીઓ ખોરાક તરીકે આપવામાં આવશે, ચોખ્ખું ઘી, ચોખ્ખું તેલ; ચોખ્ખા મસાલા અને ચોખ્ખા અનાજની ચીજો પૂરી પાડવાની હમે ખાસ ગોઠવણ કરી છે; તેમજ સાફ ટેબલો, સ્વચ્છ કપરકાબી, ચોખ્ખાં વાસણો શુદ્ધ પવિત્ર મિઠાઈ, ધોયેલાં સ્વચ્છ કપડાંવાળા સભ્ય નોકરો, પૌષ્ટિક ખોરાક તથા મધુરાં પીણાંઓ પૂરાં પાડી ચેપી રોગોથી ગ્રાહકોને બચાવવા એ અમારો મુદ્રાલેખ છે. એક વખત મુલાકાત લઇ અમારી સત્યતા માટે જાતે ખાત્રી કરો.

## હૉટેલ અને લૉજ;

**શીવલાલ દયારામ પંચાલની દુકાનની ઉપર**

દૃશ્યાનુક્રમે પદ્યસંગીત.

# પ્રારંભ પ્રાર્થના.

( ૧ )

સૂત્રધાર નટી કુમારિકાઓઃ—

શ્રીવર, સુખકર, ત્રીભુવન પાલતું.
ધીવર, દુઃખહર, દીનદયાળ તું.
અજર અમર તું. અકળ અચળ તું
મારણહાર તું, તારણહાર તું–શ્રીવર,
સફલ કર તું નાટય પ્રતાપ,
વિજય કર તું સુ યશ આપ
"રત્ન"ને અર્પ તુ કીર્ત્તિકલાપ–શ્રીવર.

( ૨ )

નટી કુમારિકાઓઃ—

સ્નેહાસિદ્ધુ મનાતો પીયુશ ઇન્દુ ગણાતો
અમી હીણો જણાતો આજે હિંદુ સમાજ–સ્નેહ
આત્મ બંધને ઓપાતો, રાષ્ટ્ર ગ્રંથને શોભાતો
બાળ લગ્ને લોપાતો હાય, હિન્દુ સમાજ–સ્નેહ
વર કન્યાના દાન સાથે વિક્રય કરાય છે.

પ્રેમ લગ્ન બદલે, દેહ લગ્ને બંધાય છે.
પત્ની કુલવધુ ગણાતી, ગૃહદેવી કહેવાતી
સતી વિધવાની જાતી લાજ હિન્દુ સમાજ—સ્નેહ
[ શૂરવીર ધીર બંકા રણજંગે દેતા ડંકા;
સિંહ લંકા અટંકા બન્યા કાયર અવટંકા;
જાગ ઉઠ થા તૈયાર, કરવા જાતિ ઉદ્ધાર,
સાધ દેશનું કલ્યાણ હવે હિન્દુ સમાજ—સ્નેહ ]

( ૩ )

**વારાંગના:—**

કદમ તળે આ જઇએ, કાતીલે કાજળ વાળે
કાતીલે કાજળ વાલે, નુકીલે નયન વાલે—કદમ
આ જવાનીમેં રાસ રચૈલે.
પાંવ રચૈલે છતીઅન મોહે લગઇ લે,
બાંવન મોહે લગૈલે પ્યારે છતીઅન મોહે લગૈલે—કદમ

( ૪ )

[ **રાત્રીશગર:—**

ગુંદો પે ઝુલ્ફે, બાંદી કતારદી
વ વઇ અસ્તર કીઙ દારા મહેબુબાન તોબા તોબા—ગુંદો પે

( શેર )

શાને પે ઝુલ્ફ, ઝુલ્ફમેં દીલ દીલમેં હશરને,
ઇતના તો બોજ સરપે; નજાકત કહાં રહી—ગુંદો પે

( શેર )

ઝુલ્ફ લટકાકે વો દીલ, હમસુયે બાજાર ચલા
શોહરા જો હર તરફસે હુઆ માર ચલા માર ચલા-ઝુલ્ફો પે ]

( ૫ )

[ નાયકા:--

બાન નયનોકા ઝાલીમને મારા મુજે
ચલ દીયા કરકે, ઇશારા મુજે:—બાન નયનોકા
ભમે કમાન ઔર મદ ભરી અખીયાં
ચલ દીયા કરકે ઇશારા મુજે:—બાન નયનોકા

( શેર )

કયસકો હમને ભી શહેરાને કહીં દેખાથા
કયા કરે હાલ ભયા, ઉસકે તને લાગીરકા,
શુક્ર ઇસ્કમેં લયલાકે, હુવાથા કાંટા
દસ્ત કુરબતમેં વો રો રો કે એહી કહેતાથા:—મારા મુજે

( શેર )

એક રોજ બહેરે ફાતેહા તુરબતપે મેં ગયા
ફુલોંકી ચાદરોભી ચઢાથા જા બજા
થી ચંદ્ર કબ્ર વાંહ પર ભુજરગાંકી જભી
એક કબ્ર પર વખતે જલીથા લીખાથા—મારા મુજે ]

( ૬ )

ચારૂલતા:—

હમ તુમ પે મર રહે હે, આશીક હો તુમ કીસીકે,
દાવે તો દોસ્તી કે; બરતાવ દુશ્મની કે—હમ૦
મુદ્દતકે બાદ આઇ હય વસ્લકી શબ
અંદાઝ અબ દીખાવો કુચ્છતો હસીખુશી કે—હમ૦
સરકાર ઇશ્કકે હેં કુચ્છ કાયદે નિરાલે;
દુનીયાસે હય અનોકે; આદાબ બંદગી કે—હમ૦
લબપર એ આહ કૈસી, ચહેરાએ ઝર્દ કયું હય ?
સચ સચ બતાવો પ્યારે, આશીક હો તુમ કીસીકે—હમ૦

( ૭ )

શ્યામસુન્દર:—

શું નવ મધુ કામણ ભર્યુ પ્રિયાના નયનમાં,
હા શ્યામાની નજરમાં ?
પરવશ હૃદય થઈ ગયું મિલનનાં પ્રસંગમાં;
હા પ્રણયની અસરમાં—શું નવ મધુ૦
બંધિત થયો પ્રેમિકા, ઝંઝીરે જુલ્ફથી;
ફસ્યો પ્રેમી પ્રપંચ તણા, સનમનાં વચનમાં;
હા માશુકે ચક્કરમાં—શું નવ મધુ૦
શીકારી થઇને ઉલટયો, શીકાર હું બન્યો;
તીરે નિગાહ પાર થયું, ઇશ્કે જીગરમાં;
હા, વસ્લે દીલબરના—શું નવ મધુ૦

( ૮ )

**નવનીતરાય:—**

ગરીબની ગર્દનો ઉપર અમીર ખંજર ધરી બેઠા,
શરીર શક્તિ હરી બેઠા; ફકીર મુફલીસ કરી બેઠા—ગરીબ
ગરીબ સજ્જન છતાં દુર્જન અરે આજે ગણાયે છે,
શ્રીમંતો દુર્જનો હોવા છતાં સજ્જન બની બેઠા—ગરીબની
ગરીબ મરતા દુઃખે ભુખે, ગરીબની સ્ત્રી ઠરે ભાભી,
ગરીબના બેલી ઓ ગોવિંદ ! સ્વર્ગથી ઉતરો હેઠા—ગરીબની

( ૯ )

**દારાશા:—**

દામની દુનીયા તમામ દામથી જ થાયે કામ
દામ વિના ના ચાલે હામ દામ છે ખુદાનું નામ
દામથી મલે છે પહેલી ખુરશી દરબારમાં;
દામથી જ થઇ શકે શેઠાઇ આ સંસારમાં—દામની

**અંક ૧ લો સમાપ્ત.**

---

# અંક ૨ જો.

**રમેશચન્દ્ર:—** (૧૯)

જળ પ્રલયે ગુજરાતમાં, ગુજર્યો ગજબ અમાપ જો;
ગુજરાતી ઘર સુના બન્યા; ઉદાર આશ્રય આપજો; ૧
અન્ન વસ્ત્ર હીન રંકો થયા. બાળક સૂનાં માબાપજો,
અનાથ સન્તાનો બન્યાં, "ઉદાર આશ્રય આપજો" ૨

આર્તનાદો શિષ્યના, આચાર્ય ઉરમાં સ્થાપજો;
અન્તિમ ઘડી છે ભક્તની; "ઉદાર આશ્રય આપજો"
ફકીર થઇ ગઇ છે પ્રજા, હૃદયે દયા ખૂબ વ્યાપજો;
અમીરો દિલાવર દિલથી, "ઉદાર આશ્રય આપજો."

ફૂલક:— (૧૧)

આવો દિલડાનાં દર્દો દિલારામ કો દબાવો,
દુઃખી બુલબુલની બાલિકા બચાવો કોઇ,
નવીન પ્રશ્ને ઝુરે, કોકિલાની કુમારિકા,
ઉગતી મુગ્ધાની; પ્રેમ દુગ્ધા મિટાવો કોઈ.
ચન્દ્રિકા વિલસેને બજે, વાસનાની વાંસળી.
પુર્ણિમા વિકસેને ચઢે કામનાની વાદળી;
ઝુલતી સારિકાની સુતાનાં, વિરહ સંકટો શમાવો;
ખિલતા જોબનિયાની જ્વાલાઃ બુઝાવો કોઇ.

ફૂલક:— (૧૨)

કિસ્મતે દિધી યારી, આબાદ ગઇ ફાવી;
સિવીલ મેરેજ ડિયર જલ્દી જઇ નોંધાવી દઇએ.

**ફરસુરામ**:— હું મજનું ને તું લયલા,
**ફૂલક**:— હું શીરી ને તું ફરહાદ;

પરણીને આશક માશુક ઉડાવીશું બહાર—કિ૦
ફરસુરામ—સાથે બેસી ચલવીશું બેઉ ટમટમ મોટરકાર;
જઇ ફનીબન્દા મેન્શનમાં લઇયે વ્હિસ્કીને સોડા—કિ૦

રામલોઃ-- (૧૩)

ચપણું લઇને ભીખ માગે જેમ બાવો માગે લોટ;
માનમર્તબે લગાડયું લફરૂં, ઉઘરાવો જઇ વોટ;
અડેખાંજી ! ઉઘરાવો હવે વોટ; બાવો જેમ ઘરઘર માગે લોટ.
તેલી તંબોળી કસાઇ ન છોડે, છોડે ન વેશ્યા-ધામ,
સહેલાઇથી વોટ ના મળે તો, દામથી લેતા કામ;
અરે ભાઇ નોટોથી લેતા કામ.
અડેખાંજી ! ઘર ઘર માગે લોટ—(ઘર) (૨)
ભોટ તણે ઘર ભોટ બનીને માગવા જાતા વોટ,
ચોટ લાગે જો નિષ્ફળતાની (૨) ખમતા મોટી ખોટ;
અડેખાંજી ! ઘર ઘર માગે વોટ-ઘર-(૨)

(૧૪)

નાચનારીઓઃ--

નજર મિલાકે મુઝે, દીલરૂબાને લુંટ લીયા,
બુતો ગે ખાનચે પરવર દિગારને લુંટ લીયા.
સદાએ દેતાતા બનકર, ફકીર દર પર મયેં;
પુગોસેં કહેતાતા, નાદાને મુઝકો લુંટ લીયા.
સર્વ સા કહેતે હેં તેરા, ગુલાબી રૂખસે લાલી હય.
ચમનકા બાગમાં બનકર ચમનકો લુંટ લીયા.
હમારે યારકા નામોનિશાં, બતાદો સૈયાદ !
કિ દિલસે દિલકો લિયા, ઔર જીગર કો લુંટ લીયા.

(૧૫)

**ચારૂલતાઃ--**

નદી ઓસ્સા નિગાહે લુત્ફહી પર દિલ સનમ લેલો.
તુમારા માલ હય તુમ દેકે કિમ્મત બેશોકમ લેલો.
ગલા ખંજરપે મેંને રખ દિયા તો આતે હી બોલે,
કરીંગે ઝુબ્હ ઠેરા કયું મરે જાતે હો દમ લેલો.
ખબર હય હઝરત મઝનુંકો; કે આઇ નઝદમેં લયલા;
ન પહોંચે દસ્ત મહફીલ તકતો નાકે પે કદમ લેલો.

**અંક ૨ જો સમાપ્ત.**

---

# અંક ૩ જો.

(૧૬)

**ફેલકઃ—**

દુર્લભ ઘડી વિતતી છતાં, ઉભા શું દિગ્મુઢ બની જાઇ?
નિશાન શાનાં સમર્પવાં: લીલામ દગ મીટે થઇ?
એંધાણુ દિલ વેચાણુનાં શાં અર્પું દિલારામ?
આજ મારા ઉર આંગણિયે ઉગ્યો ભાગ્ય ભાણુ—એંધાણુ.

**ફરસુરામઃ--** સ્વર્ગીય સુરબાલા, સ્નેહ મુદ્રિકા સ્વીકારી,
પ્રીતિ પૂજારી બન્યો અનહદ ઉપકારી,

**ફેલકઃ--** દેહ નન્દનવન વાડીના વનમાલિ છો મહાનઃ-એંધાણુ.

(૧૭)

**ઉસ્તાદઃ--**

યે ફુલ ભી ખુદાને ખુબ બનાયા હૈ સંતરા;
હરેક દર્પે તુંયે કયા કયા હે સંતરા,